


# धर्मनीति बोधिनी

## ભાગ ૩ જો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

ભીમભાઈ લાલભાઈ દેશાઈ.

સુ[illegible]

મુલ્ય ચાર આના.

૧૯૧૩.

# धर्म नीति बोधनी.

ભાગ ૩ ત્રીજો.

ધર્મના કેટલાક સિદ્ધાંતો હકીક



કર્તા.

શુભેચ્છક.



પ્રસિદ્ધ કર્તા.

ભીમભાઇ લાલભાઈ દેશાઇ.

ધી સુરત જૈન પ્રીન્ટીંગ પ્રેસમાં મટુભાઇ ભાઇદાસે છાપ્યું.

ખપાટીયા ચકલા—સુરત.

સંવત ૧૯૬૯ સને ૧૯૧૩

કિંમત ૪ આના.

# પ્રસ્તાવના.



ધર્મનીતિ બોધિનીના બે ભાગને કૃપાળુ જન મંડળ તરફથી જે આશ્રય મળ્યો છે તેને માટે ખરા અંતઃકરણથી મોટો ઉપકાર જો નહિં માનવામાં આવે તો એક ખરૂં કર્તવ્ય હું ચુક્યો છું એમ કહેવામાં જરા પણ વાંધો રહે નહિં.

પ્રસિદ્ધ થઇ ચુકેલા બે ભાગોમાંથી પ્રથમ ભાગનુ તો ટુંકી મુદતમાં ભાષાંતર થઇ ગયું છે એમ જણાવતાં આનંદ થાય છે.

પુરાણોની રસીલી કથાઓ ઉપરથી નીતિનું મુખ્યત્વે કરીને અને તેને આશ્રયે રહેલું કંઇક ધર્મનું શિક્ષણ ઉગતા બાળકોને આપવાને માટે બે ભાગમાં પ્રયત્ન કરવામાં આવ્યું હતું.

બે ભાગનું શિક્ષણ જે બાળકો લઇ ચુકર્યા છે તેમને ધર્મનું ચિત્ર કંઇક બતાવવાની હવે આવશ્યકતા છે. તે ચિત્ર તેમની સમક્ષ સરળ રીતે–સહેલથી સમજણ પડે તેમ મુકવાને આ ત્રીજો ભાગ રચવામાં આવ્યો છે, એમાં કેટલાક અગત્યના સિદ્ધાંત સમજાવ્યા છે.

આ ત્રીજા ભાગને પણ ઉદાર વૃત્તિના જનમંડળ તરફથી ઘટતો આશ્રય આપી મારા ઉપર કરેલા ઉપકારમાં તે વૃદ્ધિ કરશે એવી આશા છે.



# અનુક્રમણિકા.




| વિષયનું નામ | | પાનું |
|---|---|---|
| ૧ | ધર્મ | ૭ |
| ૨ | ધર્મનાં પુસ્તકો | ૧૦ |
| ૩ | ઇશ્વર | ૧૪ |
| ૪ | જગતની ઉત્પત્તિ | ૧૭ |
| ૫ | અવતાર | ૨૦ |
| ૬ | ચાર યોનિઓ | ૨૬ |
| ૭ | મનુષ્ય દેહની રચના | ૨૯ |
| ૮ | કર્મ | ૩૨ |
| ૯ | પુનર્જન્મ | ૩૬ |
| ૧૦ | ત્રણ લોક | ૪૧ |
| ૧૧ | સર્વમાન્ય સદ્ગુણો | ૪૪ |




# ધર્મ.



આપણી પૃથ્વિ ઉપર હજારો વર્ષથી મનુષ્ય જાતિ નિવાસ કરતી આવી છે, અને તેના જુદા જુદા વિભાગો જુદી જુદી પ્રજા રૂપે ઓળખાયલા છે. આ સર્વ પ્રજાનો ઇતિહાસ જોતાં સર્વ સમયે ઈશ્વરની ઓળખને માટે જીવો તલપી રહ્યા હતા અને પ્રયત્ન કરતા હતા એમ માલમ પડયા વિના રહેશે નહિં. સઘળા માણસો સરખા ગુણના, સરખા સ્વભાવના, અને સરખા અધિકારવાળા હોતા નથી અને તેથી કરીને જુદી જુદી પ્રજાના ધર્મો જુદે જુદે રૂપે દેખાય છે. આ ધર્મોમાં જે હાલ ચાલી રહેલા છે તેમાં મુખ્ય હિંદુ, ઈસ્લામી, જરથુસ્તિ, અને ખ્રીસ્તિ છે. બૌધ-ધર્મ અને જૈનધર્મની ગણના હિંદુ ધર્મમાંજ થાય છે. સર્વ ધર્મમાં સત્ય સમાયલું છે, અને સર્વ એકજ સ્થળે જવાના જુદા જુદા માર્ગો છે. મૂળ એક સનાતન ધર્મરૂપી ભવ્ય વૃક્ષની એ સઘળા શાખારૂપ છે, તેમાં કોઈ શાખા મોટી અને કોઇ નાની હોય છે પરંતુ તે સર્વમાં જે રસ અથવા જીવન વહે છે તે મૂળ થડનું છે. જુદા જુદા વર્ગના નિશાળિઆ માટે જેમ તેમને લાયક શિક્ષણ હોય છે તેમ જુદી

જુદી પ્રજાને લાયક ધર્મનું શિક્ષણ તેમના ઋષિઓ અને પેગંબરોએ આપેલું હોય છે. બધા ધર્મનું સામાન્ય શિક્ષણ એકજ છે ને તે એ કે:—

૧ ઇશ્વર એકજ છે, ૨ એજ ઈશ્વર સૃષ્ટિનો કર્તા. રક્ષણકર્તા અને સંહારકર્તા છે. ૩ સઘળામાં એકજ પ્રાણ અથવા જીવન રહેલું છે, ૪ પ્રાણી માત્ર ઈશ્વરનાં સંતાન છે. ૫ ઈશ્વર સર્વવ્યાપક. સર્વજ્ઞ. જ્ઞાન. ન્યાય, ગુણ, અને સૌંદર્યનો ભંડાર છે. ૬ ઈશ્વરને પ્રસન્ન કરવા માટે ઊંચા સદ્ગુણો, ઊંચી નીતિ. ઊંચા વિચાર અને ઊંચા આચાર પાળવાની આવશ્યકતા છે. ૭ માણસની ઉન્નતિ-તેના વિકાસ-ને માટે ત્રણ લોક અથવા ત્રણ ભુમિકા છે. ૮ ધર્મના ઉપદેશ માટે ઋષિ. પેગંબર, ઓલિઆ, મહાત્માઓ. ક્રીસ્તાઓ. ગમે તે નામ કહો, તેઓ રહેલા છે.

માણસ માત્રને ધર્મ ઘણોજ અગત્યનો છે. ધૈર્યતા. દીલાસો અને શાંતિ આપનાર ધર્મ છે, અને દુઃખ અને વિઘ્નને સમયે એ કેટલાં જરૂરનાં છે તે સર્વને વિદિત છે. નીતિને માર્ગે ચલાવનાર ધર્મ છે. સત્ય તે શું અને અસત્ય તે શું તે ધર્મ શિખવે છે. માણસનું કર્તવ્ય શું, પોતાના સંબંધમાં શું, કુટુંબના સંબંધમાં શું, પોતાની

જાતના સંબંધમાં શું, શહેરના સંબંધમાં શું, દેશના સંબંધમાં શું, તમામ મનુષ્ય માત્રના અને બીજા પ્રાણીઓનાં સંબંધમાં શું, તે ધર્મથીજ સમજાય છે. જે માણસ પોતાનું કર્ત્તવ્ય એટલે ફરજ નહિં સમજે તેણે ખરેખર આ પૃથ્વિ ઉપર ફોગટ જન્મ ધારણ કરેલો છે.

પોતાના સંબંધમાં માણસે જાણવું જોઇયે કે હું તે કોણ. ક્યાંથી આવ્યો, કેમ એટલે શા હેતુસર આવ્યો, અને હવે પછી ક્યાં મારે જવાનું છે.

ઇશ્વરની પ્રાર્થના, તેની ભક્તિ, તેનું ધ્યાન, તેની સેવા કેમ કરવાં એ સઘળું ધર્મ શિખવે છે. સર્વ પ્રકારની સેવામાં, પ્રાણી માત્રનું સારૂં અને કલ્યાણ કરવાને રાતને દિવશ, તન, મન, અને ધનથી મથન કરવું, એ શ્રેષ્ઠ છે.



# ધર્મનાં પુસ્તકો.



પૃથ્વિ ઉપર અનેક ધર્મ પ્રવર્તે છે અને તેમાં પ્રત્યેક ધર્મ માનનારાની એવી માન્યતા છે કે જે પુસ્તકો ઉપર તેઓના ધર્મનો આધાર છે તે પુસ્તક ઇશ્વરની કૃપાથી તેમના પેગંબરો અને રૂષિ મુનિઓને મળેલાં છે. એ પુસ્તકો ઘણાં પવિત્ર ગણાય છે અને પૂજાય છે. ખ્રીસ્તિઓનું બૈબલ, મુસલમાનોનું આલકુરાન, પારસીઓની ઝંદાવસ્તા, અને હિંદુઓનાં વેદ, મનુસ્મૃતિ, પુરાણ, રામાયણ અને મહાભારત, એ ધર્મનાં મોટાં પુસ્તકો છે.

હિંદુઓના ધર્મના પુસ્તકોના બે વર્ગ છે. શ્રૃતિ અને સ્મૃતિ. શ્રૃતિનો અર્થ સાંભળેલું થાય છે અને સ્મૃતિનો અર્થ સાંભળેલું તો ખરૂં પણ તેમાંથી જે યાદ રહેલું તે થાય છે.

શ્રુતિમાં ચાર વેદ છે, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ. વેદ એટલે જ્ઞાન. જે જ્ઞાન સર્વથી શ્રેષ્ટ છે તે વેદમાં છે અને વેદમાં જે કંઇ કહેલું હોય તેનાથી ઉલટું અનેક ગ્રંથોમાં હોય પણ તે માન્ય થઈ શકતું નથી. વેદમાં જે હોય તેજ સત્ય છે.

વેદના ત્રણ મુખ્ય દેશ છે જેને કાંડ કહે છે, કર્મકાંડ, ઉપાસનાકાંડ, અને જ્ઞાનકાંડ. સ્ત્રીના ગર્ભમાં જીવ આવે ત્યારથી તે તેનો જન્મ થઇ અંતે તેનું મર્ણ થાય અને તેનું મર્ણ થય. પછી પણ અમુક કાળ સુધી જે જે સંસ્કારો કરવા જોઇએ તે સંસ્કારો કર્મકાંડમાં છે, જેમકે મુંડણ, જનોઇ દેવું, લગ્ન, મર્ણક્રિયા, ઇત્યાદિક. સંધ્યા, તર્પણ, અગ્નિહોમ, અને જુદા જુદા પ્રકારના યજ્ઞો કેમ કરવા તે બતાવનાર કર્મકાંડ છે. ઉપાસના કાંડમાં જુદા જુદા દેવતાઓ અને દેવીઓની સ્તુતિ અને પ્રાર્થના સમાયલી હોય છે. આત્માની અને પરમાત્માની ઓળખાણ કેમ થાય, જન્મ મરણના ચક્રમાંથી નીકળી જતાં મુક્તિ કેમ પમાય, એ જ્ઞાન કાંડમાંથી સમજાય છે.

વેદના રહસ્યને—ખરા અર્થને સમજવાને માટે મહાન પવિત્ર ગુરૂની આવસ્યકતા છે. તેના માર્મિક એક કરતાં ઘણા વધારે અર્થ થાય છે, અને તે અર્થો જાણ્યાથી જગતની ઉત્પત્તિ આદિક અનેક વિષયોનું જ્ઞાન મળે છે.

સ્મૃતિઓ ઘણી છે અને તેમાં મુખ્ય મનુસ્મૃતિ છે, તેને ધર્મશાસ્ત્ર પણ કહે છે. આપણી મનુષ્ય જાતિમાં સહુથી પ્રથમ થયલા મનુ ભગવાને જે સ્મૃતિ રચેલી છે તેને તેમના નામ ઉપરથી મનુસ્મૃતિ કહે છે. એ સ્મૃતિમાં

જગતની ઉત્પતિ, સ્થિતિ, આચાર, વારસા પ્રકરણ, ન્યાય પ્રકરણ, પ્રાયશ્ચિત, આદિ વિષય સમાવેલા છે.

પુરાણનો અર્થ જુનું થાય છે. પુરાણો અઢાર છે. ધર્મનાં ઉંચા શિક્ષણને, વેદના અર્થને, સમજવાને પાત્ર નથી, તેવાઓને માટે પુરાણ રચાયલાં છે. તેના કર્તા ભગવાન વેદવ્યાસજી છે. તેમાં સર્ગ એટલે દેવની સૃષ્ટિ, પ્રતિસર્ગ એટલે મનુષ્યની સૃષ્ટિ, વંશ, મન્વંતર, અને વંશોનું ચરિત્ર, આવે છે. કથા, વાર્તા, ઈતિહાસ, ધર્મનું શિક્ષણ, પુરાણોમાં જોવામાં આવે છે. ઘણું તો અલંકાર અને રૂપક રૂપે વર્ણન કરેલું છે. વેદના મંત્રોના અર્થ પણ તેમાં સમજાવેલા હોય છે.

રામાયણમાં **શ્રી રામચંદ્રજીના** ચરિત્રનું વર્ણન છે. તેમના પિતા દશરથ રાજાએ તેમને વનવાસ જવાની આજ્ઞા કરી તે માથે ચડાવી તેઓ પોતાની પત્નિ સીતાજી, અને ભાઇ લક્ષ્મણજી સાથે રાજ્યનગર અયોધ્યાપુરી છોડી વનમાં ગયા, વનમાં લંકાના રાજા રાક્ષસ રાવણે કપટ કરી સીતાજીનું હરણ કીધું, શ્રી રામચંદ્રજીએ લંકા ઉપર ચડાઇ કરી રાવણનો પરાજય કરી તેને માર્યો, તેમને સીતાજી ફરી પ્રાપ્ત થયાં, અને વનવાસની મુદત વીતી જતાં તેમને પોતાના પિતાનું રાજ્ય મળ્યું,ઈત્યાદિક વાતો રામા-

યણમાં છે. એમાં ઠેર ઠેર માણસનું કર્તવ્ય શું છે તેનો પોતાના માતા પિતા પ્રત્યે, ભાઈઓ પ્રત્યે, પતિ પ્રત્યે રાજાનો પ્રજા પ્રત્યે, પ્રજાનો રાજા પ્રત્યે, અને ટુંકામા માણસોનો એકબીજા પ્રત્યે ધર્મ શું છે તેનો ઉપદેશ કરેલો છે.

મહાભારત-મહા એટલે મોટુ. હિંદુસ્તાન ભારતવર્ષ નામે ઓળખાતું અને તેમાં વસનારાને ભારત કહેતા હતા. તેમાં પાંડવ કૌરવની લડાઈનું વર્ણન છે. આજથી પાંચ હજાર વર્ષ ઉપર એ યુદ્ધ થયુ હતું. મહા ભારતના અઢાર પર્વ છે, એટલે તેના અઢાર મુખ્ય ભાગ છે અને પ્રત્યેક ભાગને પર્વનું નામ આપેલું છે. એ મોટા ગ્રંથમા ઇતિહાસ, નીતિ ધર્મ અને બીજા અનેક વિષયોનુ ઉત્તમ જ્ઞાન આપેલું છે. શ્રીમદ્ ભગવદ્ ગીતા અને બીજી ઘણી ગીતાઓ ઉત્તમ જ્ઞાનનો ઉપદેશ આપનારી, એ મહાભારતમાં આવેલી છે. સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થીતિ, સંહાર કાળની ગણના, ભૂગોળ આદિ અનેક વિષયોનો ભંડાર એ મહાભારત છે.

રામાયણ અને મહાભારતને ઇતિહાસ કહે છે.



# ઇશ્વર.

આપણે ઘણીવાર ઘણા માણસોને ઇશ્વર, ઈશ્વર બોલતા સાંભળીએ છૈયે, પણ ઇશ્વર એટલે શું તે આપણે બધા બરાબર સમજીએ છૈયે? કેટલાક સમજતા હશે અને કેટલાક સમજતા નહિ હશે. ઇશ્વર કોને કહેવાય તે સારી પેઠે સમજવાની જરૂર છે, કેમકે ઇશ્વર છે એમ તો આપણે બધા માનીએ છીએ. ત્યારે ઈશ્વર તે કોણ? જેનાથી આ સઘળું જગત્ પ્રગટ થએલું છે, જગત્‌ના સઘળા વહેવારો જેના વડે ચાલી રહેલા છે, અને જેનાથી આ દેખાઇતું સઘળું જગત્, દેખાતું બંધ થઇ જશે અથવા લય થઇ જશે. અથવા છે તે નથી થઇ રહેશે, તેને ઇશ્વર સમજવો. ઇશ્વરનો અર્થ ધણી થાય છે. સઘળા જગત્‌નો તે ધણી છે માટે તેને ઇશ્વર કહ્યો છે. **હિન્દુ, પારસી, મુસલમાન, ખ્રીસ્તી** સઘળા ધર્મના લોકો ઇશ્વરને માને છે, અને સઘળા ધર્મમાં ઈશ્વર એક છે! તેના જેવો બીજો કોઇ નથી, સર્વનો આધાર તેજ છે એમ કહેલું છે. કોઇ તેને **રામ** કહે છે, કોઇ **રહીમ**, કોઇ **અલ્લાહ**, કોઇ **હુર્મઝદ**, કોઇ **ગોડ**, અને કોઇ બીજું નામ કહે છે. આ નામો જુદાં છે તે ઉપરથી

ઇશ્વર જુદા જુદા છે એમ સમજવાનું નથી. એકજ વસ્તુ ને માટે જુદી જુદી ભાષામાં જુદા જુદા શબ્દો હોય છે, એ શબ્દો તો જુદા જુદા છે પણ વસ્તુ તો એકજ છે તેમ રામ કહો, કૃષ્ણ કહો, મહાદેવ કહો, અલ્લાહ કહો, હુર્મઝદ કહો, ગમે તે કહો પણ તે બધા શબ્દોથી એકજ ઈશ્વર સમજાય છે.

એ જે ઇશ્વર એક છે તેને રૂપ નથી, આકાર નથી રંગ નથી, તેમજ ગુણ પણ નથી, તેને કંઇ લાગતુ વળગતું નથી, તે વધતો નથી, અને ઘટતો નથી, તેને જન્મ મરણ પણ નથી, અને અનંતકાળથી તે છે છે ને છે, અને કંઇ પણ ફેરફાર વિના એકસરખો રહેશે ને રહેશે, તેનો કોઈ કર્તા નથી. તે પોતાની મેળેજ રહેલો છે.

તે સઘળી જગાએ રહેલો છે, આગળ છે, પાછળ છે, બાજુએ છે, નીચે છે, ઉપર છે, અંદર છે, બહાર છે. અને તેનાં વિના સોયની અણી જેટલી જગા ખાલી નથી.

તેની શકિતનો પાર નથી, અને તેની ઇચ્છામાં આવે તે કરવાને તે શક્તિમાન છે. તેની બરોબરી કરે એવો કોઇ નથી તો પછી તેનાથી મોટો તો કયાંથીજ હોય.

ઉપર કહ્યું તે પ્રમાણે સઘળું જગત્ ઇશ્વરથી પ્રગટ થાય છે, ઈશ્વરથીજ તેનો વ્યવહાર ચાલે છે. અને ઇશ્વરથીજ તેનો લય અથવા સંહાર છે. આ રીતે જોતાં ઇશ્વરમાં ત્રણ મોટી શક્તિ જણાઈ છે, ઊત્પન્ન કરવાની, પાલન કરવાની, અને નાશ કરવાની. ઉત્પન્ન કરવાની શકિત બ્રહ્મા નામથી, પાલન કરવાની વિષ્ણુ નામથી, અને સંહાર કરવાની રૂદ્ર અથવા શિવ નામથી ઓળખાય છે.



# જગતની ઉત્પત્તિ.



આપણે આપણી આસપાસ દૃષ્ટિ નાંખીએ છીએ તો, જુદી જુદી જાતનાં **મનુષ્યો**, જુદા જુદા **રંગનાં** જુદા જુદા **સ્વભાવના**, જુદી જુદી **આકૃતિના**, તેમજ **રંગબેરંગી પક્ષિ**ઓ, **પશુઓ**, **સિંહ, વાઘ, હાથી. વરૂ, ઘોડા, ગાય. ભેંસ** ઈત્યાદી, **કીટ. પતંગ**,' અનેક પ્રકારની રંગબેરંગી **ફળ**ફુલવાળી **વનસ્પતિ, સમુદ્ર, નદિ,** આદિ જળાશયો. નાના મોટા **પર્વતો, સૂર્ય ચંદ્ર, તારા**, એ સર્વ આપણું ધ્યાન ખેંચી લે છે. એ સર્વનો કર્તા કોણ ? એ સર્વનો કર્તા ઈશ્વર છે. આપણી પૃથ્વીનો પણ કર્તા છે જેનાથી આ સઘળું ઉત્પન્ન થયું છે તેની શક્તિ અપાર હોવી જોઇએ. એમ જો નહિ હોય તો મોટી મોટી શકિતવાળા પ્રાણીઓમાં શકિત કયાંથી આવે ? પ્રચંડ તાપ આપવાવાળો સૂર્ય આપણને ઇશ્વરનો પ્રતાપ શિખવે છે. સૂર્યનું તેજ અદ્દ્ભૂત છે. તો તેજનો આપવાવાળો કેટલો તેજસ્વી હોવો જોઇએ. એ સૂર્યની શકિતપણ વર્ણવી શકાય તેવી નથી. પ્રાણીમાત્રને તે જીવનદાતા છે. સૂર્યમાં એ શકિત મૂકનારની શકિતને

માટે ત્યારે તો કહેવુંજ શું ? રાત્રીએ કોમળ અને શીતલ તેજવાળો ચંદ્ર પ્રકાસે છે. એ કોમળતા અને શીતળતા તેને જેણે આપી છે તે આપનારમાં કેટલી કોમળતા અને શીતળતા હોવી જોઇએ ! પક્ષિઓનાં અને વનસ્પતીઓના શુશોભિત રંગો અને ટુંકામાં પૃથ્વી ઉપર અનેક પ્રકારનું ચિત્તઆકર્ષક જે સૌંદર્ય જોઇએ છીએ તે સૌંદર્ય આપનારમાં કેવું સૌંદર્ય, કેવી કુશળતા અને કેવી બુધ્ધિ હશે તેનો આપણે નિરંતર વિચાર કરવો જોઇએ.

જ્યારે જગત પ્રગટ થયું ન હતું ત્યારે કેવળ ચૈતન્યરૂપ ઇશ્વર સઘળે ઝળકી રહેલો હતો. તે સમયે સૂર્ય ન હતો, ચંદ્ર ન હતો, તારા ન હતા, અગ્નિ ન હતો, રાત ન હતી, દિવસ ન હતો, અજવાળું ન હતું, અંધારૂં ન હતું, કંઇજ ન હતું. જગત પ્રગટ કરવાની જ્યારે પ્રથમ ઇચ્છા થઇ ત્યારે મુખ્ય પાંચ તત્વો જેને કહે છે તે ઉત્પન્ન થયાં. તેને મહાભૂત કહે છે. તે આકાશ, વાયુ, તેજ, પાણી, અને પૃથ્વી છે. એ પાંચ તત્વોથીજ આખી જગત્ અને જીવો અને વસ્તુઓ બનેલાં છે સઘળાનું બંધારણ એ પાંચ છે જેમ ઘર બાંધવામાં લાકડાં, છો, ઇંટ, કાંકરી, પાણી વગેરે આવે છે તેમજ સઘળાની રચનામાં એ પાંચ તત્વો આવેલાં છે. એ પાંચ મહાભૂતો થયા પછી બીજી બધી

રચના થયલી છે. એ પાંચ મહાભુત અથવા તત્વનાં પાંચ જુદા જુદા ગુણો કહેલા છે. આકાશનો ગુણ શબ્દ છે એટલે આકાશ જો નહિ હોય તો આપણે બોલિએ તે સંભળાય નહિ. શબ્દ નીકળેજ નહિ. વાયુનો ગુણ સ્પર્શ છે એટલે શરીરે લાગવું, ટાહાડ, તડકો, આપણને લાગે છે, કોઈ માણસ અથવા વસ્તુ આપણને અડે છે તો તે આપણા શરીરને લાગે છે. આ લાગણી વાયુને લીધે છે. તેજનો ગુણ રૂપ છે. તેજ વડેજ આપણે સઘળું જોવાને શક્તિમાન છીએ. તેજ નહિ હોય તો રૂપ પણ નહિ દેખાય. પાણીનો ગુણ રસ છે પાણી એટલે પ્રવાહી સમજવું. એ છે તેથીજ સ્વાદ છે. અને પૃથ્વીનો ગુણ ગંધ છે. પૃથ્વી નહિ હોય તો ગંધ આપણને મળેજ નહિ. પૃથ્વી હોય ત્યાંજ ગંધ હોય.



# अवतार.



હિંદુ લોકો એમ માને છે કે પૃથ્વિ ઉપર જ્યારે જ્યારે ધર્મ ઝાંખો પડી જાય છે, લોકો પોતાનું કર્તવ્ય ભુલી જાય છે. અને નબળી વૃત્તિઓ વૃદ્ધિ પામે છે ત્યારે જગતનું કલ્યાણ કરવાને માટે, ધર્મને સતેજ કરવાને માટે, મનુષ્યને પોતાનું કર્તવ્ય શિખવવાને માટે, નઠારી વૃત્તિઓને મિટાડવાને માટે વિષ્ણુભગવાન રૂપધારી થઇને પૃથ્વિ ઉપર ઉતરે છે. કેટલીકવાર તેઓ પોતે જાતે આવે છે, કેટલીકવાર બિજાઓને અધિકાર અને શકિત આપી મોકલે છે, અને કેટલીક વાર પૃથ્વિ ઉપર જન્મેલા કોઇ જીવનેજ થોડા કાળ સુધી પોતાની અમુક શકિતથી છાઇ રાખે છે અને બળ આપે છે. અવતારનો અર્થ ઉપરથી નીચે ઉતરવું અને એક કીનારેથી સામે પાર તારી જવું થાય છે. વિષ્ણુ ભગવાનના અવતારોનો આવી રીતે જોતાં કઈ પારજ નથી, પણ એ અવતારોમાં મુખ્ય અવતાર દશ ગણાય છે તેનાં નામ, મત્સ્ય, કૂર્મ, વારાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુધ્ધ ને કલ્કિ, કલ્કિ અવતાર હજી થવાનો છે, બાકીના થઈ ગયા છે.

૧ લો મત્સ્યાવતાર જ્યારે પ્રલય થઇ રહેલો હતો ત્યારે એક દૈત્ય ચાર વેદનું હરણ કરિ ગયો હતો, તે વેદ જ્યાં સુધી બ્રહ્માજીને પ્રાપ્ત થાય નહિં ત્યાં સુધી બ્રહ્માજી સૃષ્ટિ કરવાને સમર્થ બને નહિં માટે તે દૈત્યને મત્સ્યનું રૂપ ધારણ કરીને જળમા સંતાઇ ગયો હતો તેને શોધી કહાડી તેને મારી નાખ્યો અને વેદને લાવીને બ્રહ્માજીને આપ્યા.

૨ કૂર્મ એટલે કાચબાનો અવતાર દેવતાઓ અને દૈત્યોએ મંદરાચળ નામના પર્વત વડે સમુદ્ર મથન કર્યું હતું તેમાં એ પર્વત પાણીમાં નીચે બેશી નહિં જાય તેટલા માટે તેને કાચબાનું રૂપ લઇને પીઠ ઉપર ધારણ કર્યો હતો. સમુદ્રનું મથન થતાં તેમાંથી ઘણીં વસ્તુઓ નીકળી હતી, તેમાં અમૃત પણ હતું. એમાંથી ભગવાનની કૃપાથી દેવતાઓને અમૃત મળ્યું હતું.

૩ વારાહ—સૃષ્ટિ કરવાનો જ્યારે સમય થયો ત્યારે પૃથિવ જળમાં ડુબી ગયલી હતી, તેને વારાહ એટલે શૂકર રૂપ ધારણ કરીને પોતાની દાઢ ઉપર ઊંચકી લઈને ઊપર આણી હતી. એમ કરવામાં હિરણાક્ષ નામે દૈત્યે સામા થઇ વિઘ્ન નાખ્યું હતું, તેની સાથે લડીને તેને માર્યો.

૪ નૃસિંહ—અડધું શરીર માણસનું અને અડધું સિંહનું. હિરણાક્ષનો ભાઈ નામે હિરણ્યકશિપુ હતો. તેણે

પોતાના ભાઈનું વેર લેવા માટે બધા દેવતાઓને હરાવી પોતાની સત્તા બેસાડી હતી, અને તે વિષ્ણુ ભગવાનની સાથે કટ્ટું વેર રાખતો હતો, પણ તેને પ્રહલાદ નામે પુત્ર હતો તે ઘણોજ હરીભકત હતો અને ભગવાનને ભજતો હતો. એ છોકરાને એટલા માટે—પોતાના વૈરીને ભજે છે તેટલા માટે—તેના બાપે બહુ દુઃખ દઈ મારી નાખવાના કેટલાક ઉપાયો કીધા. છેવટે ભરી સભામાં ધગધગતા લોઢાના થાંભલા સાથે બીવરાવી છોકરાને બઝાડયો પણ તેમ કરતાંજ થાંભલો ફાટયો ને નૃસિંહ રૂપ પ્રગટ થયું, અને તેણે દૈત્ય રાજાને માર્યો, પોતાના ભકત પ્રહલાદને ઉગાર્યો, અને ગાદીએ બેસાડી જય વર્ત્તાવ્યો.

**૫ વામન**—ઠીંગણો માણસ. બળિ નામે દૈત્યનો મહા બળવાન રાજા હતો, તેણે મોટો યજ્ઞ કીધો હતો, બળિ રાજાએ પણ ત્રણ લોક વશ કરી લીધા હતા, અને તેથી દેવતાઓનું સંરક્ષણ કરવા માટે વામન–બટુક–રૂપે બળિ રાજાના યજ્ઞ મંડપમાં આવીને ભગવાને પોતાને નિવાસ કરવાની ઝુંપડી માટે ત્રણ પગલાં પૃથ્વિ માગી. તે આપવાનું બાળ રાજાએ પાણી મુકયું, કે વામન ભગવાને સ્વરૂપ એકદમ વધાર્યું અને એક પગલું પૃથ્વિ ઉપર અને બીજું આકાશમાં મુકયું અને ત્રીજું પગલું માગ્યું તે આપવાની જગા રહી નહિ ત્યારે બળિરાજાએ પોતાનો દેહ પૃથ્વિ છે

એમ કહી તે ઉપર પગ મુકવાની વીનતિ કરી. એ વીનતિ સ્વિકારતાં ભગવાને બળિ રાજાને પાતાળમાં દાબી દીધો અને દેવતાઓને ફરી સુખી અને નચિંત કીધા.

૬ **પરશુરામ**— પરશુ એટલે કુહાડી–કુહાડી ધારણ કરવા વાળા રામ–પરશુરામના પિતા જમદગ્નિરૂષિ હતા, તેના આશ્રમમાં સહસ્ત્રાર્જુન નામનો ક્ષત્રી રાજા સૈન્ય સાથે આવ્યો હતો અને તે સઘળાનું આતિથ્ય, કામધેનુ ગાયની સહાયતાથી રૂષિએ ઉત્તમ પ્રકારે કીધું હતું. તે જોઈ રાજા વિસ્મય થઈ ગયો. અને ગાય માગી, પણ રૂષિએ તે આપવાની ના પાડી ત્યારે તે જબરાઇથી ગાયને લઈ ગયો. પરશુરામને આ વાતની ખબર થતાં રાજાને જઇને માર્યો અને ગાય પાછી આણી. રાજાના પુત્રોએ આ વાતનું વેર રાખી પરશુરામની ગેરહાજરીમાં તેમના પિતાના આશ્રમમાં ઘુસી જઈ તેમનું મૃત્યુ આણ્યું. આ ઉપરથી પરશુરામજીએ ક્ષત્રીઓ ઉપર અત્યંત ક્રોધવશ થઇ પ્રતિજ્ઞા કરી અને એકવીશવાર તેઓનો સંહાર કર્યો.

૭. **રામ**–રામના પિતા દશરથ રાજા અયોધ્યામાં રાજ કરતા હતા. તેમણે રામને રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કીધો, આ વાત રામચંદ્રજીની સાવકી મા કૈકેયીને રૂચી નહિં. તેણે આગળ એક અવસર ઉપર જે કહેશે તે

આપીશ એવું દશરથ રાજા પાસે વચન લીધું હતું. એ વચનને આધારે તેણીએ રામચંદ્રજીને ૧૪ વર્ષ વનવાસ મોકલાવ્યા. રામચંદ્રજી સાથે તેમના પત્નિ સીતાજી તથા ભાઇ લક્ષ્મણજી વનમાં ગયા હતા. કૈકેયીના પુત્ર ભરતે રાજ્યગાદી લેવા ના પાડી અને પોતાની માતાના કૃત્યનો તિરસ્કાર કીધો. રામચંદ્રજી વનમાં નિવાસ કરતા ત્યારે લંકાના રાજા રાવણે કપટથી સીતાજીનું હરણ કીધું. તે ઉપરથી રામચંદ્રજીએ લંકા ઉપર ચડાઇ કરી, લંકા બાળી, રાક્ષસોનો સંહાર કીધો, રાવણને માર્યો, તેના ભાઇ વિભીષણને ગાદી આપી, અને સીતાજીને લઇ અયોધ્યા પધાર્યા, જ્યાં ભરતજીએ તેમને રાજ્યાભિષેક કીધો અને લોકોમાં આનંદ વર્તિ રહ્યો.

૮ કૃષ્ણાવતાર—તેમના પિતા વસુદેવ અને માતા દેવકી હતાં. તેમનો જન્મ મથુરાંમાં થયો હતો. મથુરાના રાજા કંસના ભયથી તેમના પિતા તેમને છાના ગોકુળ નંદજીને ઘેર મુકી આવ્યા હતા. ગોકુળમાં ગોપ મંડળ સાથે તેમણે અનેક લીલા કરી, પછી કંસને માર્યો, માબાપને કારાગૃહથી છોડાવ્યાં, દ્વારકાં વસાવી, પાંડવ કૌરવના યુદ્ધમાં પાંડવના પક્ષ ઉપર રહી દુષ્ટોનો સંહાર કરાવ્યો, અને ભક્તિ માર્ગ સતેજ કીધો.

૯. બુદ્ધનો ચાલે છે તે. અને ૧૦મો કલ્કિ અવતાર કળિયુગની અંતે થશે.

જૈન લોકો રષભદેવ, પાર્શ્વનાથ, મહાવીર સ્વામિ, આદિ ૨૪ તીર્થંકરોને માને છે. તેમજ બૌધ ધર્મવાળા કહે છે કે ગૌતમબુદ્ધની પહેલાં દીપંકર કૌડિન્ય આદિ ૨૪ બુદ્ધ થઈ ગયા છે, ગયોમર્દ, જમશેદ અને હોમ વગેરે પેગંબરો જરસ્થુસ્તના પહેલા થઇ ગયા છે, એમ પારસીઓનું માનવું છે. ખ્રીસ્તિઓ અને ઇસ્લામીઓ પણ મુસા વગેરે પેગંબરો થઇ ગયાનું કહે છે. આ સઘળાઓ ધર્મનો ફેલાવો કરનારા હતા. આ પ્રમાણે જ્યાં જોઇશું ત્યાં એકજ સાર દેખાશે.



# चर येनीओ.



આપણી આસપાસ ચારે દિશાએ આપણે દૃષ્ટિ નાખીશું તો આપણને જુદાં જુદાં રૂપો અને જુદા જુદા પદાર્થો જણાશે–એ સઘળાના મુખ્ય **ચાર** વિભાગ કરેલા છે જેને **યોનિઓ** કહે છે. તેના નામ **ખનિજ**, **વનસ્પતિ**. **પશુ**, અને **મનુષ્ય** યોની છે. જે વસ્તુઓને આપણે જડ માનીએ છેયે તેમાં પણ જીવ રહેલો છે, કોઇ પણ વસ્તુ નિર્જિવ નથી એમ આપણા આર્યરૂષિમુનિઓ કહેતા આવેલા છે, અને એ કથનનું સત્ય હાલમાં થતા નવા નવા પ્રયોગોથી સિદ્ધ થયલું છે. **ધાતુઓ** આપણને જડ અને નિર્જિવ દેખાય છે પરંતુ તેમાં પણ **પ્રાણ** રહેલો છે અને તે નિર્જિવ નથી. તેના ઉપર ઝેરની અને તેમજ બીજી ઔષધિઓની અસર થાય છે, તે પ્રફુલ્લ થાય છે, અને તેમજ કરમાય છે, ઘણા શ્રમથી તેને થાક લાગે છે અને આરામની જરૂર છે, આ વાત હવે સિદ્ધ થયલી છે; એટલે કંઈ પણ વસ્તુ જીવ વિનાની નથી. ઉપર કહેલી ચાર યોનિઓમાં જીવ પ્રકાશી રહેલો છે પણ બધામાં પ્રકાશ સરખો નથી. **ધાતુ**, **પા-**

પાણુ આદિકનો જે ખનિજ વર્ગ છે તેમાં તો માત્ર બહારનું રૂપ આપણને જણાય છે, એટલે તેમાં નિવાસ કર્તા જીવનું શરીર જણાય છે, **વનસ્પતિ વર્ગમાં રૂપ અથવા શરીર** ઉપરાંત, **પ્રાણ** અથવા **જીવન** જણાય છે. ઝાડમાં મુખ્ય થડમાંથી જીવનનો **પ્રવાહ** અથવા **રસ**. તેની ડાખળીએ ડાખળીએ અને પાદડે પાંદડે ચાલી રહેલો છે. તેના ઉપર જુદી જુદી રૂતુઓની અસર થતી ખુલ્લી દેખાય છે. **પ** શુવર્ગમાં, **શરીર**, અને **પ્રાણ**ની સાથે **કામના** અથવા સાધારણ રીતે જેને ઈચ્છા કહિએ તે માલમ પડે છે તેને ભુખ લાગે છે ત્યારે તે ખાંવાનું શોધે છે, **ત**રસ લાગે છે ત્યારે તે પાણી પીવા જાય છે. મનુષ્ય વર્ગમાં એક જે વિશેષતા રહેલી છે તે **મન** છે. વિચાર કરવાની શકિત તેનામાંજ છે. તેનામાં મન છે માટેજ તેને મનુષ્ય કહે છે. તેનામાં બુધ્ધિ રહેલી છે એ વાત ખરી છે પણ તે ગુપ્ત છે. નીચેથી ચડતાં ઉપર આવીએ છૈયે તો પ્રત્યેક યોનિમા અકેક તત્વની વૃધ્ધિ થયલી જણાય છે. ત્યારે વિકાસ જેનામાં પામે તે મનુષ્ય કરતાં ઉપલા વર્ગમાં હોવા જોઇયે એમ કહેવાની જરૂર નથી. ત્યારે બુધ્ધિતત્વના પ્રકાશવાળો જીવનો જે વર્ગ તે દેવયોની કહી શકાય મનુષ્યજીવનના હેતુને પાર પાડીને જે જીવો આગળ વધી ગયા છે, જેને **મનુષ્ય રત્ન** આપણે કહીએ, તેઓ એ યોનિમાં છે. **મહાત્માઓ તે એજ છે.**

સૃષ્ટિનો નિયમ નિરખતાં પ્રથમ એકનું અનેક થાય છે એકમાંથી અનેક થાય ત્યારે જુદા પડવાનું છે કકડા કકડા થઈ જવાનું છે. જ્યારે એકના અનેક કકડા થઇ જાય છે, ત્યારે રૂપો જુદાં જુદાં થાય છે, પણ બધાની શકિત ઓછી થાય છે એમ એકનુ અનેક થતાં જુદી જુદી યોનિઓ થઇ અને પ્રત્યેક યોનિમાં જુદા જુદા ગુણો અને શકિતઓ થઈ ગયા. અનેકનું એક થવાનો પ્રસંગ આવે છે ત્યારે વિયોગિઓનો સંયોગ થાય છે. જેમ જેમ સંયોગ વધતો જાય છે તેમ તેમ એક વસ્તુ જે બીજીઓના સંયોગથી થઈ છે તે વધારે ગુણુ અને શકિત પ્રદર્શિત કરે છે. આ નિયમ નિશ્ચગ ધ્યાનમાં રાખવાનો છે મનુષ્ય યોનિમાં જીવ આવે છે ત્યારે અનેકતાથી એકતા થવાનો પ્રસંગ આવે છે અને તેથીજ મનુષ્ય યોનીથી ઉંચે શિખરે ચડવાનો એટલે જીવના સંપૂર્ણ કલ્યાણના માર્ગનો આરંભ થાય છે.

આવી રીતે માણુસની ઉપર પણ બીજી યોનિઓ છે, તે યોનિના જીવોને સામાન્ય મનુષ્ય જોઈ શકતાં નથી. સઘળી યોનિથી પર–નિરાળો માત્ર ઈશ્વર અથવા પરમાત્મા છે.



# मनुष्य देहनी रचना,



આપણે સઘળા વારંવાર માણસ, માણસ, બોલીએ છૈયે ખરા, એક બીજાની સાથે સમાગમમાં આવીએ છૈયે, અને એક બીજાને ગાઢી રીતે ઓળખીએ પણ છૈયે, પરંતુ **માણસ કોને કહિએ, માણસનું બંધારણ શું,** તે થોડા કજ જાણીએ છીએ. બહાર દેખાતું શરીર એકલું માણસ નામને પાત્ર છે? આપણે આપણી પોતાની રચના બરાબર સમજવી એ આપણું પ્રથમ કર્ત્તવ્ય છે. દેખાઈ'તું શરીર જેને સ્થૂળ શરીર કહે છે તે સિવાય **બીજાં તત્વો** પણ માણસમાં રહેલાં છે.

જે શરીર બહારથી સહુને દેખાય છે તેને **સ્થૂળ શરીર** કહે છે. **હાડકાં, ચામડી, માંસ, લોહી, મેદો** વગેરે પદાર્થનું તે બનેલું છે. એ શરીરમાં **હાથ, પગ, નાક, કાન, મોઢું,** આવેલાં છે અને તેથી હાલવા ચાલવા વગેરે કામ આપણે કરી શકીએ છે. શરીરના જુદા જુદા ભાગોને **અંગ** અથવા **અવયવ** કહે છે. આપણે **અન્ન** ઇત્યાદિક ખાઇએ છૈયે, **પાણી** વગેરે પીએ છૈયે, અને **શ્વાસથી હવા**

લઇએ છેયે, તેને આધારે એ શરીર રહેલુ છે. એ ત્રણુના પરમાણુંઓ વારંવાર બદલાય છે અને તેથી શરીરની જુદી જુદી અવસ્થા થાય છે. એ શરીર આપણી પૃથ્વિ ઉપર કામ કરવા માટે છે. એજ આકૃતિનું પણુ બારીકરૂપ એને વળગેલુ છે જેને **છાયા શરીર** નામથી લોકો ઓળખે છે. તેને માટે હુમણા વધારે જાણુવાની જરૂર નથી.

માણુસને અનેક પ્રકારની **કામનાઓ**—ઇચ્છાઓ—થાય છે. એ કામનાઓનું તત્વ જેમાં રહેલુ છે તેને **વાસના શરીર** કહે છે. જુદી જુદી જાતની જે લાગણીઓ આપણુને થાય છે તે એ શરીરમાં રહેલી છે.

એની પછી **માનસિક શરીર** છે. પશુઓમાં લાગણીઓ તો જોવામાં આવે છે પણુ તેઓનામાં વિચાર કરવાની શકિત નથી. માણુસનામાં એ શક્તિ છે, કેમકે તેનામાં મન પ્રગટ થયલુ છે, અને મનનો અર્થ **વિચાર** કરવો થાય છે. પશુઓમાં મનનું બિજ છુપાયલુ છે અને પ્રગટ પડયુ નથી.

એની પછી **બુદ્ધિ** આવે છે. એ બુધ્ધિ તે આપણે સાધારણુ રીતે જેને બુધ્ધિ અથવા અક્કલ કહીએ છએ તે નથી પણુ એતો ઇશ્વરના **પર**—શ્રેષ્ઠ **જ્ઞાનનું એક કીર્ણુ** છે. હાલની મનુષ્ય જાતીમાં એ ઉંચા પ્રકારની બુધ્ધિ પ્રકાશમાન થઈ નથી. એ બુધ્ધિને વિશેજ જીવાત્મા અથવા **આત્મા** ઝળકી રહેલો છે.

આ સિવાય **પ્રાણ** છે કે જે શરીર માંહેલાં પ્રત્યેક પરમાણુમાં વ્યાપી રહેલો છે અને બધાં શરીરોને એકબીજાની સાથે જોડી રાખે છે. માણસ જ્યારે ગાઢ નિદ્રામાં હોય છે અને તેને કશાનું પણ ભાન નથી તે વખતે આ પ્રાણ એક રખેવાળ હોય તેમ પોતાનું કામ કર્યો જાય છે. અને તેને જરા વિશ્રાંતિ નથી.

શરીરની રચનામાં બીજું પણ લક્ષમાં રાખવાનું છે. **પૃથ્વિ, પાણી, તેજ, વાયુ** અને **આકાશ** આ જે પાંચ મોટાં તત્વ છે તેનું તે બનેલું છે. કઠિન પદાર્થ જેવાં કે હાડકાં તે **પૃથ્વિ** તત્વ બતાવે છે, પ્રવાહિ જેમ કે રૂધિર **જળ** તત્વ, પ્રકાશ કરનાર જેમ કે આંખ **તેજ** તત્વ, શ્વાસ **વાયુ** તત્વ, અને પોલાણનો ભાગ **આકાશ** તત્વ બતાવે છે. પૃથ્વિ ઉપરની સઘળી વસ્તુઓનું બંધારણ આ પાંચ તત્વોથીજ છે.



# કર્મ



જે માણસ પોતાનું સારૂં ઇચ્છતો હોય, જે ખરૂં સુખ શોધવામાં મન લગાડી રહેલો હોય તેણે કર્મનો નિયમ સારી પેઠે સમજવાની જરૂર છે. કર્મ શબ્દ કૃત ધાતુ જેનો અર્થ કરવું થાય છે તે ઉપરથી બનેલો છે. આપણે જે જે કંઇ કરીએ છૈયે, ઉઠીએ છૈયે, ચાલીએ છૈયે, બેશીએ છૈએ, ઊંઘીએ છૈયે, ખાઇએ છૈયે, પીએ છૈયે, વાંચીએ છૈયે, બોલીએ છૈયે, વિચાર કરીએ છૈયે, ઇચ્છા કરીએ છૈયે, એ સઘળું કર્મ છે. આપણે આળસમાં પડી રહીએ છૈયે, તે વખતે આપણે એમ મમજીએ છૈયે કે આપણે કંઈ કરતા નથી પણ એમ પડી રહેવું તે પણ કર્મ છે. આંખ જુએ છે, કાન સાંભળે છે, બધી ઇંદ્રીઓ પોતપોતાનું કામ કરી જાય છે, શરીરમાં પ્રાણ વહન થયાં કરે છે, એ સર્વ કર્મ છે. કર્મના નિયમમાં સમજવાની મુખ્ય વાત એ છે કે જેવું કર્મ કરીએ તેવુંજ ફળ પામિયે. આંબો રોપીયે તો કેરીના ફળ મળે, આંકડો કે કંટાળો રોપે તેને તેનાં ફળ મળે અને તેને કેરી હાથ

નહિં આવે. કારણ તેવું કાર્ય એજ નિયમ કર્મનો છે. **સારૂં કર્મ હોય તો સારૂં ફળ મળે અને નઠારૂં કર્મ થાય તો નઠારૂં ફળ મળે.**

કર્મ ત્રણ પ્રકારનાં છે, **કાયિક**, **વાચિક**, અને **માનસિક** આપણા દેખાઇતાં સ્થૂળ શરીરથી જે જે કામ આપણે કરીએ તેતે કામ કાયિક છે, જેમકે જોવું, ખાવું, પગે લાગવું, ભેટવું, મારવું, વગાડવું નાચવું વગેરે. આપણે જે કંઇ બોલીએ છૈયે તે વાચિક કર્મ છે. આપણા મનમાં જુદા જુદા વિચારો આપણે કરીએ છૈયે તે વિચારો માનસિક કર્મ ગણાય છે. આવી રીતે જોતાં મનુષ્યનિ જીંદગી અનેક કર્મો રૂપી **આંકડાઓની** બનેલી **સાંકળ** છે.

કેટલાંક કર્મો ભૂતકાળમાં થઇ ગયલાં છે અને કેટલાંક વર્તમાન કાળમાં આપણે કરીએ છૈયે. જે ભૂતકાળના કર્મ છે તેમાં બે પ્રકાર છે, **સંચિત** અને **પ્રારબ્ધ**. વર્તમાનકાળમાં થતાં કર્મ **ક્રીયમાણ** કર્મ કહેવાય છે. સંચિત એટલે ચાલુ જીવનમાં જેના ફળ ભોગવી લેવાના છે તે અને ક્રીયમાણ એટલે જે કર્મો થતાં જાય છે અને જેના ફળ હવે પછી ભોગવવાનાં આવશે તે. માણસ જે જીંદગી હાલ ભોગવે છે તેની પહેલાં અનેક જન્મ પૂર્વે તેણે લીધા છે. પૂર્વે લીધેલા તે જન્મોમાં તેણે જે જે કર્મો કરેલાં તેમાંથી કેટલાંક

કર્મને અનુસરીને એટલે તે કર્મોના ફળ ભોગવવાને માણસનો ચાલતો જન્મ થયો છે. એ કર્મ પરિપક્વ એટલે પાકેલાં કર્મ કહેવાય છે. પૂર્વ જન્મોના બાકી રહેલાં જે કર્મો છે તે સંચિત છે. આપરથી માણસના પાછલાં જેવાં કર્મ તેવો તેનો ચાલતો જન્મ અને હાલનું જીવન હોય છે. **આવી રીતે પોતાને આવી પડતાં સુખદુઃખનો અને સઘળી સ્થિતિનો કર્તા જીવ પોતેજ છે..** આ નિયમ સારી રીતે જે સમજે છે તે માણસ પોતાની ચાલતી જીંદગીમાં સારાંજ કામ કરે છે અને નઠારાં કામથી દૂર રહે છે, રસોઇને માટે જેવી સામગ્રી માણસ લાવે છે અને રાંધે છે તેવી સામગ્રીનું તેને ભોજન મળે છે. એ કરતાં સારૂં ભોજન તેને મળતું નથી, તો તેમાં બીજા કોઇનો વાંક નથી, પણ તેનો પોતાનોજ વાંક છે. **માટે આપણે હંમેશ સારાં** કર્મ કરવાં કે જેથી હવે પછી ભવિષ્યમાં આપણી સારી સ્થિતિ થાય. આવી રીતે ભવિષ્યની જીંદગી આપણા પોતાનાજ હાથમાં છે.

સ્થૂળ શરીરથી થતાં કર્મો પ્રસિદ્ધ છે. આપણે વાણીથી અને મનથી જે કર્મ કરીએ છેયે તે તેનાથી જુદાં છે. મધુર કે કઠોર વાણીની અસર ઘણીવાર જો કે રૂપધારી દેખાતી નથી પરંતુ સમજાય છે તો ખરી, કેમકે વાણીના શબ્દ બહાર પ્રગટ પડે છે. વિચાર તો છુપા રહે છે, તોપણ એ વિચારની શક્તિ ઘણી છે. માણસને જે જે વિચાર આવે

છે તે તે વિચારનાં નહિં દેખાય તેવાં છુપાં રૂપો બંધાય છે. સારાં વિચારનાં સારાં રૂપો અને નઠારા વિચારનાં નઠારાં રૂપો થાય છે. એ રૂપો વિચાર કરનારા માણસની આસપાસ ભમે છે એટલુંજ નહિં પણ બીજા માણસોની ભણી પણ જાય છે અને તેઓને પણ અસર કરે છે. આવી રીતે વિચારથી આપણા પોતાના ઉપર અસર થાય છે એટલુંજ નહિં પણ બીજાઓના ઉપર પણ થાય છે અને તે આપણે જાણતા પણ નથી. માટે આપણે હંમેશ સાવધ રહેવું જોઇયે અને નબળા વિચારને કદી પણ આવવા દેવા નહિં. વિચારોથી ઉત્પન્ન થતાં રૂપો વિચાર કરનાર માણસની સંતતિ છે. નઠારી સંતતિથી કિયો માણસ રાજી થશે ?

જગતમાં આપણે જોઇયે છીએ તો કોઇ રાજા, કોઇ રંક, કોઈ સુખી, કોઇ દુઃખી, કોઈ સદાચરણી, કોઇ દુરાચરણી ઇત્યાદિ ભિન્નભિન્ન સ્થિતિમાં જીવોને જોઇયે છીયે. ઇશ્વરનાં સર્વ સંતાન છે અને સર્વના ઉપર તેને સમભાવ છે, તે છતાં જુદી જુદી સ્થિતિનું કારણ શું ? કારણ પ્રત્યેક જીવના પોતાંના કર્મ. ઉપર કહ્યું તેમ પ્રત્યેક જીવ પોતેજ પોતાની સારી નરસી સ્થિતિનો કર્તા છે. કર્મનો નિયમ એ ન્યાયનોજ નિયમ છે. કર્મના નિયમથી ઘણાં પ્રશ્નોનું નિરાકરણ સહેલાઇથી થઇ જાય છે.

---

# પુનર્જન્મ



કર્મનો નિયમ જેવો અગત્યનો છે તેવોજ પુનર્જન્મનો છે, અને પુનર્જન્મનો જેવો અગત્યનો છે તેવોજ કર્મનો છે. ખરી રીતે જોતાં પુનર્જન્મ અને કર્મના નિયમો એકબીજાની સાથે એવા સંગળાયલા છે કે તેને જુદા પાડી શકાતા નથી. એમ કહેવાય છે કે કેટલાક ધર્મમાં પુનર્જન્મની વાત નથી. આર્યભૂમિના મહાન્ ઋષિમુનિઓ તો પુનર્જન્મનો ઉપદેશ કરતા આવેલા છે. એવું માનવામાં આવે છે કે જીવ એકજ જન્મ લઇને, થોડા વરશની જીંદગી ભોગવી મર્ણ થતાં સૃષ્ટિનો પ્રલય થતાં–અંત આવતા સુધી એકજ જગાએ, સ્વર્ગમાં કે નર્કમાં રહેતો નથી, પણ એક જીંદગી પુરી થયા પછી સ્વર્ગ અને નર્કમાં પોતાના કર્મનાં ફળ ભોગવી લઇ પૃથ્વી ઉપર ફરીથી આવીને નવો દેહ ધારણ કરે છે. પૃથ્વી ઉપર રહીને એક જીવ બીજા ઘણા જીવોના સંબંધમાં આવે છે અને તેઓ વચ્ચે લહેણું દેણું ઘણું બાકી રહે છે, એકબીજાને પ્રેમની વર્તણુકનો કે દ્વેષની વર્તણુકનો જ્યાં સુધી બદલો વાળવાનો તે વળ્યો નથી ત્યાં

સુધી ખરો ન્યાય થતો નથી. ઇશ્વરની સૃષ્ટિ ધર્મ અને ન્યાયને આધારેજ ચાલી રહેલી છે. ત્યારે એ ન્યાય શું અમલમાં નહિં આવે ?

પૃથ્વી ઉપર કરોડો જીવ હયાતી ધરે છે, તે સઘળાની સ્થિતિ એક સરખી નથી. કોઇ કેવળ જંગલી તો કોઇ ઘણાજ સુધરેલા અને બુધ્ધિવાળા, કોઈ લક્ષ્મિમાં રોળાતા તો કોઇને ખાવાનું પણ નહિં મળે અને પહેરવા ઓઢવાનું પણ નહિ મળે, કોઇ શરીરે મસ્ત તો કોઇ દુબળા અને રોગમાં પીલાતા, કોઇ સુખી તો કોઇ દુઃખી, જણાય છે. ઇશ્વરે જીવોને જુદી જુદી સ્થિતિમાં કેમ મુકયા ? આ પક્ષપાત ઇશ્વરને છાજે નહિં. પણ પક્ષપાત છેજ નહિં. પૃથ્વી એક નિશાળ છે જયાં અનેક જીવો શિક્ષણ લેવા માટે આવે છે. એ શિક્ષણ એટલું તો વિશાળ છે કે અનેક જન્મ વિના મળી શકતું નથી. જેમકે કક્કો શીખતાં આગળ વધતાં નિશાળિઓ પંડિત બને છે તેમજ એક જંગલી અવસ્થામાં પડેલો જીવ નવી નવી જીંદગીઓ લેતાં, ઊંચા સુધારાની ટોચે પહોંચેલા જીવના જેવો થાય છે. જેમ જેમ તે સારાં કર્મ કરતો જશે તેમ તેમ તેના જન્મો એક પછી એક સારા થતા જશે. કર્મ કરવું તેના પોતાના હાથમાં છે અને તેથી દરેક નવા જન્મનો આધાર તેના પોતાના ઉપર છે.

એકજ મા બાપને પેટે બે છોકરાંઓ અવતરે છે અને તે બન્નેના સ્વભાવ અને ગુણ એકબીજાથી જુદા હોય છે, ઉદાહરણ તરીકે એક ભણેલો તો બીજો મૂર્ખ. આનું કારણ એજ છે કે એ બે જીવ જુદા જુદા વર્ગના છે. હાલમા એવા દાખલાઓ ઘણા બને છે કે છેક બાળક હોય છે તેની બુધ્ધિ મોટાઓની બુધ્ધિને ઝંખવી નાખે છે. એવા બાળક આ જન્મમાં કેળવણી લેતાં પહેલાં કંઇ કંઇ વિદ્યામાં અત્યંત પ્રવિણુતા ધરાવે છે. પાંચ વર્ષની વયનો છોકરો ગણીતમા મોટા મોટા પ્રોફેસરોને હંફાવે છે, તેવોજ બીજો છોકરો સંગિતમાં એટલી તો પ્રવિણુતા ધરાવતો જણાય છે કે તેની સાથે મોટા મોટા ગવૈયા પણ હરીફાઇ કરી શકતા નથી. આ વિદ્યા—આટલી બધી પ્રવિણુતા—કયાંથી આવી ? ઉત્તર એકજ છે કે આગલા જન્મમાં એ જીવે જે અભ્યાસ કરેલો તેનું આ પરિણામ છે. સર વીલીઅમ રોવન હેમિલ્ટન, ત્રણ વરશની ઉમરે હીબ્રુ ભાષાનો અભ્યાસિ થયો અને સાત વર્ષની વયે, ભલાભલાઓને કોરણે બેસાડે એવો તે નીકળી આવ્યો, આટલુંજ નહિં પણ તેર વર્ષની ઉમરે તો તેને તેર ભાષાનું સારૂં જ્ઞાન પ્રાપ્ત થયું હતું.

આપણા પાછલા જન્મોનું આપણને સ્મરણ નથી, પણ તે સ્મરણ નથી માટે પાછલા જન્મ નથી થયા એમ કહેવાય નહિં. આપણી બાલ્યાવસ્થાની વાર્તાઓ આપણને

સઘળી ક્યાં સાંભરે છે? આ સાધારણ નિયમ છે પરંતુ હાલમાં ઘણા જીવો એવા પ્રગટ પડેલા છે કે જેઓ ખુલ્લી રીતે એમ કહે છે કે **પાછલા જન્મમાં અમે અમુક જગાએ અમુક કુટુંબમાં જીવન ધરતા** હતા.

આ સિવાય મનુષ્ય જીવનનો હેતુ આગળ વધવાનો છે એમ જ્યારે આપણે સમજીએ છીયે ત્યારે આપણને ખાતરી થાય છે કે એક જીવે જો આગળ વધવા માંડયું છે તો તેને અધવચ અટકાવી દેવાની ઇશ્વરની ઇચ્છા કદી પણ હોયજ નહિં. જુદા. જુદા **અનુભવો લેવાને જીવ પૃથ્વી ઉપર આવે છે,** એ અનુભવો લેવા માટે અને તેમાંથી જ્ઞાન સાર ગ્રહણ કરવા માટે ઇશ્વર જીવને અહીં મોકલે છે તો, એ કામ પરિપૂર્ણ કરવાને ઇશ્વર તેને તક આપ્યા વિના કદી રહેજ નહિં

આવા વિચારોથી પુનર્જન્મનો નિયમ સિદ્ધ થાય છે. માણસનું બહાર દેખાતું શરીર તો જીવથી જુદું છે. જીવનું અંગરખું તે એ છે. એક અંગરખું જુનુ થાય અથવા ફાટી જાય ત્યારે માણસ તેને જેમ બદલે તેમજ **જીવ શરીર રૂપી અંગરખાંને બદલે છે.** અંગરખું પહેરનાર માણસ તો એકજ છે અને અંગરખાં જુદાં અને ઘણાં છે, તેમજ જીવ તો એક છે પણ તેના

શરીર વારંવાર બદલાય છે અને તેનાથી જુદાં છે શરીરનું બદલાવું એજ પુનર્જન્મ.

આપણાં સઘળાં કર્મો સારાં હશે તો દેવતાની જાતિમાં હવે પછી આપણો જન્મ થશે, જો સઘળાંજ કર્મો નબળાં હશે તો નીચી યોનિમાં, જેવી કે પશુ પક્ષિ આદિક, અને આપણાં કર્મો જો સારાં અને નબળાં એમ મિશ્ર હશે તો મનુષ્ય યોનિમાં જન્મ થશે.

શરીરથી જીવ જુદો પડે છે તે મરણ કહેવાય. એ પ્રમાણે જુદો પડયા પછી કેટલાક સમયે તે જીવ શરીર ધારણ કરીને પૃથ્વિ ઉપર પાછો આવે છે. આને પુનર્જન્મ કહે છે આ પૃથ્વિ ઊપરના વિષયોમાં જીવ જ્યાં સુધી લોભાઇ રહે છે ત્યાં સુધી તેને ફરી ફરીને પૃથ્વિ ઊપર જન્મ લેવો પડે છે.



# ત્રણ લોક



પૃથ્વિ, પાણી, તેજ, વાયુ, અને આકાશ, એ પાંચ તત્વ આપણે જાણીએ છૈએ, એ સિવાય બીજાં બે તત્વ છે કે જે સારી રીતે જાણવામાં આવ્યાં નથી. તે એનાં નામ અનુપાદક અને આદિતત્વ છે આ પ્રત્યેક તત્વના સંબંધી જુદીજુદી ભૂમિઓ છે, અને તેથી સાત ભૂમિકાઓ કહેવાય છે.

આપણે જે ભૂમિ ઉપરં રહેલા છઇએ તે પૃથ્વિ છે. એની ઉપર જે ભૂમિકા છે, તેને ભૂવર્લોક અથવા અંતરિક્ષ લોક કહે છે, અને તેની ઉપર જે ભૂમિકા છે તે સ્વર્લોક, સ્વર્ગ, દેવખાણુ નામથી ઓળખાય છે. એ પ્રત્યેક ભૂમિકા ઉપર રહેનારા જીવો છે, અને તેથી આપણે પૃથ્વિલોક, અંતરિક્ષ લોક, અને સ્વર્ગલોક વારંવાર બોલીએ છૈયે, સાધારણ મનુષ્યોના સંબંધમાં આ ત્રણ લોક અગત્યના છે, અને સાધારણ રીતે ત્રિલોકી કહેતાં એ ત્રણ લોક સમજાય છે.

પૃથ્વિ ઉપર સ્થૂળ શરીર વડે જીવ રહે છે અને

કામ કરે છે અંતરિક્ષ લોકમાં વાસના શરીરથી રહે છે ને કામ કરે છે અને સ્વર્ગ લોકમાં માનસિકથી રહે છે.

પૃથ્વિ ઉપર રહેલો જીવ જ્યારે સ્થૂળ શરીરથી છુટો થાય છે ત્યારે મર્ણ થયું કહેવાય છે, પણ એમાં કંઇ નાશ થવાનું નથી અહીંથી છુટીને જીવ અંનરિક્ષ લોકમાં જાય છે, અંતરિક્ષ લોકના એક ભાગને પ્રેતલોક કહે છે. પ્રેત લોક સિવાય તેમાં બીજા દેશો પણ છે. પ્રેત લોકમાં જ્યાં સુધી જીવ રહે છે ત્યાં સુધી આ પૃથ્વિના વિષયો અને સંબંધીઓ ભણી તેને ઘણું આકર્ષણ રહેલું હોય છે. તે આકર્ષણ મીટી જતાં જીવ આગળ ચાલે છે. ત્યાં વાસનાનું શરીર તે ઉપયોગમાં લે છે. આ સ્થૂળ શરીર જે પ્રમાણે છુટે છે તે પ્રમાણે એ વાસના શરીર છુટતાં જીવ સ્વર્ગ ભણી જાય છે અંતરિક્ષ લોકમાં નબળી વાસનાઓ ક્ષીણ યઇ જતાં જીવ પવિત્ર થાય છે અને તેથીજ અંતરિક્ષ લોકમાં નર્કના ભોગાયતન કહેવામાં આવે છે સ્વર્ગ અને નર્ક બધા ધર્મમાં જુદે જુદે નામે વર્ણવેલાં છે.

જ્યારે જીવ પવિત્ર થઈ સ્વર્ગમાં જાય છે ત્યારે તે માનસિક શરીરમાં નિવાસ કરે છે. એ ભૂમિમાં ઉંચા અને સારા વિચારોનાજ ફળ ભોગવવાનાં છે. ત્યાં દુઃખનો છાંટો અથવા છાયા પણ નથી. તેનાં પ્રેમવાળાં સર્વજનો તેને ત્યાં આવી મળે છે. જે જે સારા અને ઉંચા વિચારો તેણે પૃથ્વિ ઉપર રહીને કીધા હશે તે સર્વનો અનુભવ તેને સ્વર્ગમાં

થશે, અને તેમ થતાં હવે પછી થવાના નવા જન્મમાં એને જુદી જુદી શકિત પ્રાપ્ત થશે. ઊંચા અને સારા વિચારોના બળના પ્રમાણમાં સ્વર્ગમાંના સુખ લંબાય છે. સમય પૂરો થતાં, જીવ સ્વર્ગમાંથી, અંતરિક્ષ લોકમાં થઇને પાછો પૃથ્વિ ઉપર નવો દેહ ધારણ કરી જન્મ લે છે.

**આવી રીતે જીવને શિક્ષણ લેવા માટે આ ત્રણ લોક છે.** નઠારાં કામ કરે છે તેને શિક્ષા થાય છે અને દુઃખ ભોગવવું પડે છે. અને સારાં કામ કરે છે તેને સુખ મળે છે; અને તે માત્ર મર્ણ થયા પછીના જીવનમાં નહિં, પણ પૃથ્વી ઉપર નવું જીવન થાય છે તેમાં પણ પાછલા જન્મમાં કરેલાં સારાં માઠાં કર્મના પરિણામ વળગેલાં છે.

જેમ ગુલાબનું કે બીજા કોઈ પુષ્પનું અત્તર કહાડવામાં આવે છે, અને તેમાં તે પુષ્પની વાસ તેલમાં આવીને ઠરી રહે છે તેજ પ્રમાણે જીવે કરેલાં સારાં માઠાં સર્વ કર્મો ઇચ્છાઓ, અને વિચારનો જે સાર અથવા તત્વ તે સાર અથવા તત્વનો એ જીવને અંગે સંગ્રહ થઈ રહે છે, અને નવા જન્મમાં તે તેની સાથેજ વળગેલાં આવે છે માટે આપણે આપણી કરણી, આપણી ઇચ્છાઓ અને આપણા વિચારો હંમેશ સારા અને પવિત્ર રાખવાને પ્રયત્ન કરતાં રહેવું જોઇયે. એ પ્રમાણે જે કરે છે તેજ પોતાના જન્મ સફળ કરે છે.

# સર્વમાન્ય સદ્ગુણો.



આપણે પુરાતન ઇતિહાસનો જો અભ્યાસ કરીશું તો આપણને માલમ પડશે કે પુરાતન સમયથી જીવ સુખ સંપાદન કરવાને માટે ફાં ફાં મારતો આવેલો છે. ખરૂં સુખ કેમ મળે તે બતાવવાને જુદા જુદા ધર્મ દ્વારાએ રૂષિઓ, પેગંબરો અને મહાત્માઓ અને સંતોએ ઉપદેશ કરેલા છે. તેનો સાર એટલોજ છે કે માણસે પોતાનાં મન ઉપર, વાણી ઉપર, અને શરીર ઉપર અંકુશ રાખવો જોઇયે, એમ કીધાથી નઠારાં અથવા પાપ કર્મ થતાં અટકે છે અને સદ્ગુણોની પ્રાપ્તિ થાય છે. એ અંકુશ સિવાય એ મન, વાણી, અને શરીરને નિર્મળ અથવા પવિત્ર રાખવાં જોઇયે.

પવિત્રતા આપણે કહી તે માત્ર શરીરને સ્વચ્છ રાખવાથી થતી નથી. જેમ શરીર અસ્વચ્છ રહેતાં અનેક વ્યાધિઓ અને આળસનો ભય રહે છે તેમજ વાણી અને મનને પણ જો સ્વચ્છ નહિં રાખવામાં આવેતો હાનિ થાય છે. ચાડી

ચુગલી કરવી, જુઠુ બોલવું, કઠોર વચન ઊચરવાં, ખોટો ભરૂસો આપવો, પરનિંદા કરવી, પોતાની બડાઇ મારવી, આ સઘળું વાણીની મલીનતા બતાવે છે. એ મલીનતા કહાડી નાખીને સાચું, કોમળ, મધુર, બીજાને સુખ થાય એવું બોલવું, એ વાણીના ભૂષણ છે.

શરીર માત્ર પાણીથી ધોયું એટલે બસ થતું નથી. તેને નઠારાં કર્મ કરતાં અટકાવવું જોઇયે. દારૂ, ગાંજો, ભાંગ વગેરે હાનિકારક વસ્તુઓથી તેને બીગાડવું નહિં. કોઇપણ જીવની હિંસા કરવી નહિં, પારકી વસ્તુ ચોરવી નહિં, પરાઈ સ્ત્રીનો પુરૂષે સંગ કરવો નહિં, અને તેમજ સ્ત્રિએ પારકા પુરૂષનો સંગ કરવો નહિં, મતલબ કે વ્યભિચારથી વેગળા રહેવું, અને આળસને છાંડવું.

મનના સંબંમાં પણ યાદ રાખવું કે અસત્ય વિચાર કદી પણ આવવા દેવા નહિં, ધીરજ રાખવી, સંતોષ રાખવો, ક્ષમા રાખવી, અને પારકી કંઇ પણ વસ્તુની ઈચ્છા કરવી નહિં- કોઈનું પણ માઠું ઇચ્છવું નહિં. મનથી બીજાનું માઠું ઇચ્છવું એ મનથી હિંસા કરેલી કહેવાય છે. હિંસાથી દુર રહેવું એજ શ્રેષ્ટ ધર્મ છે એમ કહેલું છે. માટે શરીરથી અને વાણીથી માત્ર નહિ પણ મનથી પણ હિંસા નહિં કરવી. “દયા ધારમ કો મૂળ હે, પાપ મૂળ

અભિમાન" એમ તુલસીદાસજી કહે છે તે ખરૂં છે. અભિમાનને લીધેજ બીજાં નબળાં કર્મો કરવાને માણસ લલચાય છે.

પ્રેમ એજ સર્વ સુખનું મૂળ છે અને દ્વેષ દુઃખનું કારણ છે એટલુંજ જો આપણે હંમેશ લક્ષમાં રાખીશું તો બસ છે. પ્રાણી માત્ર ઉપર પ્રેમ રાખવો તેમ કરતાં કામ, ક્રોધ, લોભ, મદ આદિમાં ફસાઇશું નહિ. બીજાના ઉપર પ્રેમ હશે તો તેના ઉપર ક્રોધ કે રીસ નહિં ચડે, તેની કોઇ વસ્તુ લેવાનું મન નહિં થાય, તેના ઉપર દયા રહેશે, તેને માટે નિંદા કરવાની વૃત્તિ થશે નહિં વગેરે. એથી ઉલટુંજ દ્વેષ કરાવશે. પ્રાણી માત્ર ઉપર પ્રેમ રાખવાની ટેવ પાડતાં સઘળા પ્રાણીમાં ઇશ્વર રહેલો છે એમ ભાન થશે અને તેમ થતાં જીવના કલ્યાણનો માર્ગ સાંપડશે. જીવ માત્રની સેવા કરવી એજ કલ્યાણનું શ્રેષ્ટ સાધન છે તે સાધન પ્રાપ્ત થતાં અંતે ખરૂં સુખ મળશે.

પ્રેમ પરંસુખનું મૂળ છે તે કેવી રીતે પ્રગટ કરવો? એ પ્રગટ કરવાનો ઉપાય ઘણોજ સહેલો છે કે ભ્રાતૃભાવ પાળવો, સર્વ ધર્મમાં કહેલું છે કે સર્વનો કર્તા એક ઇશ્વર છે, સર્વનો સાચો પિતા તે ઈશ્વર છે, અને પ્રાણી માત્ર તેનાં સંતાન છે. આવી રીતે સર્વ મનુષ્યો એકજ કુટુંબનાં છે અને તેથી સ્વભાવિક પ્રેમથી બંધાયલાં છે. આવી રીતે સહુ

કોઈ ભાઈ છીએ અને તેથી એક બીજાની સાથે ભાઈની પેઠે વર્તન રાખવાનું આપણે પ્રયત્ન કરવું જોઈયે. તેમ કરતાં ઇશ્વર પ્રત્યે ઉંચી ભકિત આપણે શીખીશું અને ભકિતનું સેવન થતાં ઇશ્વર આપણા ઉપર પ્રસન્ન થઇ કૃપા દૃષ્ટિ કીધા વિના કદી પણ રહેશે નહિં.



